ત્રીજા ધોરણ માટે ગુજરાત શાળા પત્રમાં આપેલી.

“ગુજરાતની સામાન્ય ભૂગોળ”ની

# પ્રશ્નોત્તરમાળા.



જાન્યુઆરિ.

સને ૧૯૨૪

કિંમત રૂ. ૦-૩-૦

પોસ્ટેજ જુદું.







છગનલાલ મોતીરામ શાહ.

'સુગમગણિત શિક્ષક' વગેરેના કર્તા. શાહપોર-સુરત.

છગનલાલ મોતીરામ શાહ. શાહપોર-સુરત.

ત્રીજા ધોરણના

વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકોને ખાસ ઉપયોગી

અદ્યાપિ બહાર ન પડેલી એવી

ત્રીજા ધોરણ માટે ગુજરાત શાળાપત્રમાં આપેલી

—: 'ગુજરાતની સામાન્ય ભૂગોળ' ની :—

# પ્રશ્નોત્તરમાળા.


રચનાર—છગનલાલ મોતીરામ શાહ.

"ખગણિત શિક્ષક" "ભૂગોળ શિક્ષક" પ્રશ્નોત્તરમાળા

વગેરેના કર્તા.

રચનારનું ઠેકાણું—શાહપોર-સુરત.



પ્રસિદ્ધ કર્તા—છગનલાલ મોતીરામ શાહ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર-સુરત.

છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

છાપવાનું ઠેકાણું—"શંકર" પ્રીન્ટીંગ પ્રેસ, ચૌટાના પુલપર

ટાંકી પાસે સુરત.

આવૃત્તિ ચોથી.] [પ્રત ૧૫૦૦.





સંવત ૧૯૮૦] [સને ૧૯૨૪

કિંમત રૂ. ૦-૩-૦ પોસ્ટેજ જુદું.

# પ્રસ્તાવના.



ઉત્તર વિભાગ અને ગુજરાતની સામાન્ય ભૂગોળને માટે કેળવણીખાતા તરફથી એક સંક્ષિપ્ત ચોપાનીઉં પ્રકટ થયું છે. તેમાં ભૂગોળના વિષયમાં ત્રીજા ધોરણમાં કઇ કઇ હકીકતો શીખવવા યોગ્ય છે, તેની માર્ગદર્શક રૂપરેખા ચીતરવામાં આવી છે. તે હકીકતોને વિસ્તૃત કરી રસયુક્ત શિક્ષણ આપવાનું કામ શિક્ષકોનું છે, એમાં સફળતા પ્રાપ્ત થવી. એ શિક્ષકના તે વિષયની જ્ઞાન પ્રાપ્તિ અને શિક્ષણ શૈલી ઉપર આધાર રાખે છે. આ ઉપરથી સદરહુ ચોપાનીઆમાં જેટલા મુદ્દા સમાવેલા છે, તે દરેક મુદ્દાને લગતા પ્રશ્ન આપી તેના યથાયોગ્ય અને સંક્ષિપ્ત ખુલાસા મળે એવા ઉત્તર સાથે સાથે આ બુકમાં આપ્યા છે; અને છેવટે આખા વિષયના પુનરાવર્તનમાં બહુ અગત્યના પ્રશ્નો માત્ર આપ્યા છે. વળી દરેક જિલ્લા અને એજન્સિના વિશેષ જ્ઞાન માટે તે ભાગમાં પરીક્ષક સાહેબો જેવા જેવા પ્રકારનું વિશેષ જ્ઞાન અપાવવા ઇચ્છી પ્રશ્નો પૂછે છે, તેવા ઘણા પ્રશ્નો અતિ શ્રમ સથી મેળવી આપવામાં આવ્યા છે. આથી મને આશા છે કે આ બુક ત્રીજા ધોરણ ઉપરાંત ચોથા ધોરણને અને મિડલસ્કુલ સ્કોલરશિપ પરીક્ષાના વિદ્યાર્થીઓને પણ અતિ ઉપયોગી થઇ પડશે એજ.

તા. ૨૭–૬–૧૯૧૫ આવૃત્તિ ચોથી. તા. ૧૦–૧–૨૪.

લિ. સેવક,

ગોપીપુરા }
સુરત. } છગનલાલ મોતીરામ શાહ.
"મુખગણિત શિક્ષક" ના કર્તા.

છગનલાલ મોતીરામ શાહ કૃત.

ત્રીજા ધોરણ માટે

# 'ગુજરાતની સામાન્ય ભૂગોળ'ની

# પ્રશ્નોત્તરમાળા.

સ. ૧) ગુજરાત પ્રાંતમાં કેટલા જિલ્લા છે? જ. પાંચ.

સ. ૨) સુરત જિલ્લાની ઉત્તરમા કયો જિલ્લો આવ્યો?

જ. ૨) ભરૂચ જિલ્લો.

સ. ૩) ભરૂચ જિલ્લાની ઉત્તરમા કયો જિલ્લો છે?

જ. ૩) ખેડા જિલ્લો.

સ. ૪) ખેડા જિલ્લાની ઉત્તરમાં કયો જિલ્લો છે?

જ. ૪) અમદાવાદ જિલ્લો.

સ. ૫) અમદાવાદ જિલ્લાની પૂર્વમાં કયો જિલ્લો છે?

જ. ૫) ખેડા જિલ્લો.

સ. ૬) ખેડા જિલ્લાની પૂર્વમા કયો જિલ્લો છે? જ. પંચમહાલ.

સ. ૭) ગુજરાત પ્રાંતની છેક ઉત્તરમાં, દક્ષિણમા, પૂર્વમાં અને પશ્ચિમમા કયા જિલ્લા છે?

જ. ૭) ઉત્તરમાં અમદાવાદ, દક્ષિણમાં સુરત, પૂર્વમાં પંચમહાલ અને પશ્ચિમમા અમદાવાદ જિલ્લો.

સ. ૮) જિલ્લાનો ઉપરી કોણ? જ. કલેક્ટર.

સ. ૯) જિલ્લામા મુખ્ય કયા કયા અધિકારીઓ છે?

જ. ૯) કલેકટર, ડિસ્ટ્રીક્ટ જડજ, પોલીસ સુપરિન્ટેન્ડન્ટ, સિવિલ સર્જન, એક્ઝિક્યુટિવ એન્જિનીઅર ને ડેપ્યુટી એજ્યુકેશનલ ઇનસ્પેકટર.

સ ૧૦) ગુજરાત પ્રાંતમાં કેટલા કલેકટરો છે ? જ પાંચ.

સ ૧૧) ગુજરાતના જિલ્લા ગણાવો.

જ. ૧૧) સુરત, ભરૂચ, ખેડા પંચમહાલ ને અમદાવાદ.

સ ૧૨) સુરત જિલ્લાની દક્ષિણમાં કયો જિલ્લો આવ્યો ?

જ ૧૨) થાણા જિલ્લો

સ. ૧૩) વિભાગ એટલે શું ? જ. કમિશનર સાહેબના તાબાનો મુલક

સ ૧૪) ગુજરાત પ્રાંત કયા વિભાગમાં આવ્યો ?

જ. ૧૪) ઉત્તર વિભાગમાં.

સ ૧૫) ઉત્તર વિભાગમાં કયા કયા જિલ્લા આવ્યા ?

જ ૧૫) ગુજરાત પ્રાંતના પાંચ જિલ્લા તથા થાણા જિલ્લો.

સ ૧૬) એજન્સિ એટલે શું ? જ. નાના દેશી રાજ્યોનો જથો.

સ. ૧૭) એજન્સિમાં અંગ્રેજ સરકાર તરફથી કોણ દેખરેખ રાખે છે ?

જ. ૧૭) પોલિટિકલ એજન્ટ.

સ. ૧૮) ગુજરાતની ઉત્તરમાં કઇ મોટી એજન્સિ છે ?

જ. ૧૮) પાલણપુર.

સ ૧૯) ઇશાન ખુણામાં કઇ એજન્સિ છે ? જ. મહીકાંઠા

સ. ૨૦) પાલણપુર ને મહીકાંઠા એજન્સિ સિવાય બીજી કઇ કઇ એજન્સિઓ છે ?

જ. ૨૦) રેવાકાંઠા ને સુરત એજન્સિ.

સ. ૨૧) કયા જિલ્લાના કલેકટર રેવાકાંઠા એજન્સિના પોલિટિકલ એજન્ટ છે ?

જ. ૨૧) પંચમહાલ જિલ્લાના.

સ. ૨૨) સુરત જિલ્લાના કલેકટરના તાબામાં કઈ એજન્સિ છે?

જ. ૨૨) સુરત એજન્સિ.

સ. ૨૩) ખેડા જિલ્લાના કલેકટરના તાબામાં કયું સંસ્થાન છે?

જ. ૨૩) ખંભાત સંસ્થાન.

સ. ૨૪) થાણા જિલ્લાના કલેકટર કયાના પોલિટિકલ એજંટ છે?

જ. ૨૪) જવાર સંસ્થાનના.

સ. ૨૫) કયા કયા જિલ્લાના કલેકટરો પોલિટિકલ એજંટ છે?

જ. ૨૫) સુરત, ખેડા, પંચમહાલ ને થાણા જિલ્લાના.

સ. ૨૬) કયા કયા જિલ્લાના કલેકટરો પોલિટિકલ એજંટ નથી?

જ. ૨૬) ભરૂચ અને અમદાવાદ જિલ્લાના.

સ. ૨૭) કઈ કઈ એજન્સિઓમાં ખાસ પોલિટિકલ એજંટો નીમેલા છે?

જ. ૨૭) કાઠિઆવાડ, પાલણપુર ને મહીકાંઠા.

સ. ૨૮) ગુજરાતની છેક પશ્ચિમમા કઈ એજન્સિ આવેલી છે?

જ. ૨૮) કાઠિઆવાડ એજન્સિ.

સ. ૨૯) કાઠિઆવાડ એજન્સિના પોલિટિકલ એજંટ આપણા કમિ-શનર સાહેબના તાબામાં છે કે નહિ? જ. નથી.

સ. ૩૦) ગુજરાતમાં મોટામા મોટું દેશી રાજ્ય કયું છે?

જ. ૩૦) ગાયકવાડ સરકારનું.

સ. ૩૧) ગાયકવાડના રાજ્યમાં અંગ્રેજ સરકાર તરફથી કયો અધિ-કારી રહે છે? જ. રેસિડંટ.

સ. ૩૨) રેસિડંટ કમિશનર સાહેબના તાબામા છે કે નહિ? જ. નથી.

સ. ૩૩) ગુજરાતમા કમિશનર સાહેબના તાબામાં શું શું છે?

......... ... .. ..... ... ....... ... ....

જ. ૩૩) સુરત, ભરૂચ, ખેડા, પચમહાલ, ને અમદાવાદ એ પાચ જિલ્લા. પાલણપુર, મહી.ાઠા, રેવાકાઠા. ને સુરત એ ચાર એજન્સિ તથા ખભાતનુ સસ્થાન.

સ ૩૪) ઉપર ગણાવ્યા સિવાય કયો જિલ્લો તથા કયુ સસ્થાન કમિશનર સાહેબના તાબામાં છે ?

જ. ૩૪) થાણા જિલ્લો તથા જવાર સસ્થાન

સ. ૩૫) ગુજરાત પ્રાતના કેટલા ભાગ કરેલા છે અને તે કયા કયા ?

જ ૩૫) બાર ભાગ કરેલા છે સુરત, ભરૂચ, ખેડા, પચમહાલ ને અમદાવાદ એ પાચ જિલા, કાઠિઆવાડ, પાલણપુર, મહીકાઠા, રેવાકાઠા, ને સુરત એ પાચ એજન્સિ, ગાયકવાડનો મુલક તથા ખભાત સસ્થાન એ બે સસ્થાનો

સ ૩૬) અ. પ્રાત એટલે શુ ? બ. સસ્થાન એટલે શુ ?

જ. ૩૬) અ. ઘણા જિલ્લા, એજન્સિ અને સસ્થાન મળીને થએલો ભાગ. બ. એક દેશી રાજાનો મુલક.

સ. ૩૭) ગુજરાતમા રહેનારને શુ કહે છે ? જ. ગુજરાતી.

સ. ૩૮) ગુજરાતી લોક કઇ ભાષા બોલે છે ? જ. ગુજરાતી.

સ. ૩૯) ગુજરાત નામ શા ઉપરથી પડ્યુ ?

જ. ૩૯) ગુર્જર નામના લોકો ઉપરથી.

સ. ૪૦) અ. આપણો મુલક કયો ? બ. આપણી ભાષા કઇ ?

જ. ૪૦) અ. ગુજરાત.　　　　બ. ગુજરાતી.

સ. ૪૧) ગુજરાત પ્રાતની સીમા કહો

જ. ૪૧) ઉત્તરમાં આબુથી દક્ષિણમા દમણગગા નદી સુધી અને પૂર્વમાં દાહોદના પહાડોથી પશ્ચિમમાં દ્વારકા સુધી.

સ. ૪૨) ગુજરાત પ્રાંતની ચારે દિશાએ શું શું આવ્યું ?

જ. ૪૨) ઉત્તરે—શિરોહી, મારવાડ વગેરે રજપુત રાજ્યો.
ઇશાને—મેવાડ, ડુંગરપુર, વાસવાડા વગેરે રજપુત રાજ્યો.
પૂર્વે—માળવા ને ખાનદેશ.

પશ્ચિમે—અરબી સમુદ્ર, કચ્છનો અખાત ને કચ્છનું રણ.

સ. ૪૩) ગુજરાતનો વિસ્તાર તથા લંબાઇ પહોળાઇ કહો.

જ. ૪૩) વિસ્તાર સાઠ હજાર ચોરસ માઇલ. ઉત્તર દક્ષિણ લંબાઇ ૨૦૦ ગાઉ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૧૨૦ ગાઉ.

સ. ૪૪) ગુજરાતના કુદરતી કેટલા ભાગ પડે અને તે કયા કયા ?

જ. ૪૪) ૧. પશ્ચિમ તરફનો કાઠિઆવાડ, ૨. પૂર્વ તરફ ઉત્તર દક્ષિણનો લાંબો પટો.

સ. ૪૫) ગુજરાતનો કયો કયો ભાગ ઉંચાણમા છે અને તે તમે શા આધારે કહો છો.

જ. ૪૫) અગ્નિ ખુણાથી ઇશાન ખુણા સુધીનો પૂર્વ તરફનો ભાગ ઉંચો છે, કારણ કે ડુંગરો આવેલા છે, અને એમાથીજ નદીઓ નીકળી પશ્ચિમ તરફ સમુદ્રને મળે છે તેથી પશ્ચિમ તરફનો ભાગ નીચો છે. વળી ઇશાન ખુણામાંથી બનાસ, સરસ્વતી, મહી વગેરે નદીઓ નીકળી ખભાતના અખાતને મળે છે, તેથી એ ભાગ ઢાળ પડતો નિચાણ છે કાઠિઆ-વાડનો મધ્ય ભાગ ઉંચો છે, કારણ એમા ડુંગરો આવેલા છે, અને એમાથી નદીઓ નીકળી ચારે દિશામાં વહે છે તેથી કાઠિઆવાડની આજુબાજુનો ભાગ ઢાળ પડતો નિચાણ છે.

સ. ૪૬) ગુજરાતની કઇ કઇ દિશામાં કયા કયા પર્વતો આવેલા છે ?

અને કયા કયાની જમીન ડુંગરવાળી તથા જંગલવાળી છે?

જ. ૪૬) પૂર્વમા—રાજપીપળા, પાવાગઢ ને આરાસુર
ઇશાનમા—આબુ ને શિરોઇના ડુંગરા.
કાઠિઆવાડના મધ્ય ભાગમા—ચોટીલા, શેત્રુંજો, ગીર, ગીરનાર ને બર્ડો પર્વત આવેલા છે, તેથી પૂર્વની, ઇશાનની અને કાઠિઆવાડના મધ્ય ભાગની જમીન ડુંગરાળી તથા જંગલવાળી છે.

સ. ૪૭) ગુજરાતમા કયા કયા કઇ ખનીજ પેદાશ થાય છે તે ગણાવો

જ. ૪૭) કાઠિઆવાડમા—આરસ ને ઘર બાંધવાના પત્થર, આરાસુરમા—આરસ, બર્ડો ને પાવાગઢના ડુંગરમાથી—લોઢુ, રાજપીપળાના ડુંગરામાથી—અકીક, ઇડર ને અમનગરની ખીણુમાથી—પત્થર, પંચમહાલમાથી—સીસુ ને મેગેનીઝ, ખારાઘોડામા—વરાગડુ મીઠુ, ને ધરાસણામા—ઘસીકુ મીઠુ.

સ. ૪૮) ગુજરાતની મોટી નદીઓ ગણાવો. એ નદીઓ કયાથી નીકળી કોને મળે છે તથા એનાપર મોટા ગામ કયા છે?

જ. ૪૮) નર્મદા, તાપી, મહી, સાબરમતી, બનાસ, સરસ્વતી ને બાદર.
નર્મદા—અમરકંટકના ડુંગરમાથી નીકળી ખંભાતના અખાતને મળે છે, એનાપર ચાદોદ, નાદોદ, શુકલતીર્થ, ભાડભુત ને ભરૂચ.
તાપી—સાતપુડા પર્વતમાથી નીકળી અરબી સમુદ્રને મળે છે એના પર માંડવી, બહુધાન, રાદેર ને સુરત.
મહી—માળવાના ડુંગરમાથી નીકળી ખંભાતના અખાતને મળે છે, એના પર લુણાવાડા ને ખંભાત.

સાબરમતી—અરવલ્લી ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એના પર સાદરા ને અમદાવાદ.

બનાસ—શિરોહીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. એના પર ડીસા ને રાધનપુર.

સરસ્વતી—શિરોહીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. એના પર સિદ્ધપુર ને પાટણ.

ભાદર—મદાવનના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર જસદણ, જેતપુર, ધોરાજી ને નવીબંદર.

સ. ૪૯) ઉપર ગણાવ્યા સિવાય બીજી નાની નદીઓ કઇ કઇ છે?

જ. ૪૯) ઢાઢર, વિશ્વામિત્રી, વાત્રક, શેઢી, શેત્રુંજી, મચ્છુ, ફૂલકું ને આજી.

સ. ૫૦) અરબી સમુદ્રને મળનારી નદી કહો. જ. તાપી ને ભાદર.

સ. ૫૧) ખંભાતના અખાતને કઇ કઇ નદી મળેલી છે?

જ. ૫૧) નર્મદા, મહી, સાબરમતી, ઢાઢર ને શેત્રુંજી.

સ. ૫૨) કચ્છના રણને કઇ કઇ નદી મળે છે?

જ. ૫૨) બનાસ, સરસ્વતી, મચ્છુ, ફૂલકુ ને આજી.

સ. ૫૩) પવિત્ર નદીઓ કઇ કઇ છે ને તેના પર જાત્રાનાં ધામ કયાં કયાં છે?

જ. ૫૩) તાપી—બહુધાન, અશ્વિનીકુમાર ને ગુપ્તેશ્વર.
નર્મદા—કરનાળી, ચાંદોદ, શુકલતીર્થ, તવરા ને ભાડભુત.
સરસ્વતી—સિદ્ધપુર.

સ. ૫૪) ગુજરાતમાં જંગલો કયાં કયાં છે?

જ. ૫૪) પૂર્વમા તથા ઇશાન કોણમા, અને કાઠિઆવાડમા ગીરનુ.

સ. ૫૫) ગીરના જગલ વિષે શુ જાણવા જેવુ છે?

જ. ૫૫) એજ જગલમા સિંહ થાય છે, તથા ભેસો વખણાય છે.

સ. ૫૬) ગુજરાતના છેક ઉત્તર ભાગમા પાક ઓછો થવાનુ કારણ શુ?

જ. ૫૬) ઉત્તર ભાગ રણને મળતો છે તેથી

સ. ૫૭) કાઠિઆવાડની ઉત્તરમા તથા પાલણપુર એજન્સિની પશ્ચિમમા કયુ રણ છે? જ. કચ્છનુ રણ.

સ. ૫૮) ગુજરાતમા વરસાદ કયા કયા વધારે પડે છે ને કયાં કયા ઓછો પડે છે તે કારણ સાથે સમજાવો.

જ. ૫૮) દક્ષિણ અને પશ્ચિમ કિનારાપર વરસાદ વધારે પડે છે, કારણ કે ભેજવાળો પવન નૈઋર્ત્ય કોણમાથી ગુજરાતમા આવે છે તેથી. ગુજરાતના ઉત્તર ભાગમા વરસાદ ઓછો પડે છે કારણ કે પાસે રણ આવેલુ છે, અને ભેજવાળો પવન એટલે દૂર સુધી જઇ શકતો નથી તેથી.

કાઠિઆવાડમા વરસાદ ઓછો પડે છે કારણ કે ભેજવાળો પવન એટલે દૂર જઇ શકતો નથી.

સ. ૫૯) દરીઆ કિનારે જેટલો વરસાદ પડે તેટલોજ વરસાદ બીજે કયે ઠેકાણે પડે?

જ. ૫૯) જ્યા જ્યા જગલો પુષ્કળ હોય ત્યા.

સ. ૬૦) વધારે વરસાદ કયા પડે?

જ. ૬૦) જ્યાં ખીચોખીચ જગલો હોય ત્યા.

સ. ૬૧) કાઠિઆવાડના કેટલાક ભાગની હવા ઉત્તર ગુજરાત જેવી સૂકી હોવાનુ કારણ સમજાવો.

જ ૬૧) કાઠિઆવાડ પહાડી મુલક છે તેથી

સ. ૬૨) ગુજરાતી કરતા કાઠિઆવાડી જબરા હોવાનુ કારણ શુ ?

જ ૬૨) ગુજરાત રસાળ મુલક છે તેથી થોડી મહેનતે ઘણો પાક થાય છે, અને કાઠિઆવાડ પહાડી મુલક છે તેથી વધારે મહેનતે થોડો પાક થાય છે માટે

સ ૬૪) ગુજરાતની પશ્ચિમ તથા નૈઋત્ય તરફ ટાઢ અને તાપ વધારે પડતાં નથી તેનુ કારણ લખો.

જ ૬૪) દરીઆ કિનારો નજીક હોવાથી.

સ ૬૪) ગુજરાતના પૂર્વ ભાગની હવા શા કારણથી સારી નથી.

જ ૬૪) જગલો આવેલાં છે તેથી.

સ. ૬૫) ગુજરાતના ઉત્તર ભાગમા ટાઢ ને તાપ વધારે પડવાનું કારણ સમજાવો.

જ. ૬૫) રણ પાસે છે તેથી સુકી હવાને લીધે.

સ ૬૬) ઇમારતી લાકડુ કયા કયા થાય છે ?

જ. ૬૬) ૧. પંચમહાલ ને રેવાકાઠાના જગલમા. ૨. ડાગ, વાંસદા ને ધરમપુરના જગલમાં.

સ. ૬૭) જગલની પેદાશ ગણાવો.

જ. ૬૭) ઇમારતી લાકડુ (સાગ, સીસમ, ખેર), વાંસ, બાવળ, લાખ, મધ.

સ. ૬૮) વાસ વધારે ક્યાં થાય છે.

જ. ૬૮) માંડવી તાલુકામાં તથા ડાંગના જંગલમાં

સ. ૬૯) મહુડાના ઝાડ કયા વધારે થાય છે ? જ. પંચમહાલમાં.

સ. ૭૦) દરીઆ કિનારે ક્યાં ક્યાં ઝાડ થાય ?

જ. ૭૦) નાળિએરી ને ખજુરી.
સ. ૭૧) જંગલમાં કયા કયાં પ્રાણીઓ થાય છે ?
જ. ૭૧) સિંહ, વાઘ, દીપડા, રીંછ, હરણ ને સાબર.
સ. ૭૨) ઘોડા કયાના વખણાય છે ? જ કાઠિઆવાડના.
સ. ૭૩) માછલા ક્યાંના વખણાય છે ? જ કોલક નદીનાં
સ. ૭૪) મોતી પાકે એવી માછલીઓ કયા થાય છે ?
જ. ૭૪) કચ્છના અખાતમા નવાનગર પાસે.
સ. ૭૫) સાપની વસ્તી કયા જિલ્લામા ઘણી છે ? જ. પંચમહાલમા.
સ. ૭૬) ગુજરાતમા વસ્તી કેટલી છે ? કયા લોકની છે ? ને તે
શા પ્રમાણમા છે.
જ. ૭૬) પચ્યાશી લાખ માણસની છે તેમાં પોણા ભાગ કરતા વધારે
હિંદુ એટલે લગભગ ૬૪ લાખ હિંદુ, ૧૭ લાખ મુસલમાન,
૩ લાખ જૈન, પોણો લાખ ખ્રિસ્તી, ને વીસ હજાર પારસી
સ. ૭૭) જિલ્લાઓમા, ગાયકવાડી રાજ્યમા, એજન્સિઓમાં અને
પોર્ટુગીઝના સંસ્થાનમા વસ્તી કેટલી છે ?
જ. ૭૭) જિલ્લાઓમા ૪૨ લાખ, ગાયકવાડી રાજ્યમા ૨૦ લાખ,
એજન્સિઓમાં ૨૧ લાખ, પોર્ટુગીઝના દીવ અને દમણમાં
પચાસ હજાર.
સ. ૭૮) ગુજરાતમાં ચાલતા મુખ્ય ધર્મ ગણાવો.
જ. ૭૮) હિંદુ, મુસલમાની, જૈન, પારસી ને ખ્રિસ્તી ધર્મ.
સ. ૭૯) હિંદુ ધર્મના મુખ્ય પંથ કયા કયા છે ?
જ. ૭૯) શૈવ, વૈષ્ણવ ને સ્વામીનારાયણ.
સ. ૮૦) શ. સ્વામીનારાયણનો ધર્મ કોણ કયા ચાલે છે ?

સ્વામીનારાયણનુ મોટુ જાત્રાનુ મુખ્ય સ્થળ કયુ ?

જ. ૮૦) અ. ગુજરાતમા બ. વડતાલ.

સ. ૮૧) પારસીઓનુ જાત્રાનું સ્થળ કયુ ?

જ. ૮૧) સુરત જિલ્લાના પારડી તાલુકામાં ઉદવાડા.

સ. ૮૨) શ્રાવક લોકોના જાત્રાના ધામ ગણાવો

જ ૮૨) આબુ, ગીરનાર, શેત્રુંજો ને પાલિતાણા

સ. ૮૩) હિંદુઓના મુખ્ય જાત્રાનાં સ્થળ લખો

જ ૮૩) દ્વારકા, પ્રભાસપાટણ, અંબાજી, બહુચરાજી, સિદ્ધપુર, પાવગઢ, ડાકોર, ચાંદોદ, શુક્લતીર્થ, બહુધાન, કુતા.

સ ૮૪) ગુજરાતના લોકોનો મુખ્ય ધંધો કયો છે ? જ ખેતીનો.

સ. ૮૫) લોકો ખેતી સિવાય બીજા ક્યા કયા ધંધા કરે છે ?

જ. ૮૫) મજુરીનો, કારીગરીનો, ખલાસીનો, વેપારનો, ખાનગી ને સરકારી નોકરીનો

સ ૮૬) ગુજરાતમાં કયા કયા ઉદ્યોગો ચાલે છે ?

જ. ૮૬) કાપડ વણવાનો, કપાસ લોઢવાનો, તલ દીવેલી પીલવાનો, કાંગર ખાંડવાનો, અનાજ દળવાનો, લાકડા વહેરવાનો.

સ. ૮૭) હાથની કારીગરીના ઉદ્યોગ ગણાવો.

જ ૮૭) કસબ, રેશમ ને સુતર વણવાનો, લોઢુ ને માટીના સામાન બનાવવાનો; હાથીદાત ને સુખડના કોતરકામના.

સ ૮૮) સુરતમા કયા કયા ઉદ્યોગો ચાલે છે ?

જ. ૮૮) રેશમ, કીનખાબ ને કસબ વણવાનો તથા હાથીદાત ને સુખડના કોતરકામનો

સ ૮૯) અમદાવાદમા ક્યા ક્યા ઉદ્યોગો ચાલે છે ?

જ. ૮૯) સુતરાઉ, રેશમી ને કસબી કાપડ વણવાનો.

.................................................................

સ. ૯૦) ગુજરાત પ્રાંતની ખેતીની પેદાશ ગણાવો.

જ. ૯૦) ઘઉં, બાજરી, ડાંગર, જુવાર, તેલીબીઆ, કઠોળ.

સ. ૯૧) કપાસ ક્યાં ઘણો થાય છે ?

જ. ૯૧) નર્મદાના મુલકમાં, સુરત જીલ્લામા તથા કાઠિઆવાડમાં.

સ. ૯૨) ઘઉં ક્યાં ક્યા થાય છે ?

જ. ૯૨) નર્મદાના મુલકમા, ભાલમા.

સ. ૯૩) ખેડા જિલ્લો, પચમહાલ જિલ્લોને નવસારી પ્રાત કયા પાકને માટે પ્રખ્યાત છે ?

જ. ૯૩) ખેડા જિલ્લો—તમાકુ માટે, પચમહાલ જિલ્લો—મકાઇ માટે અને નવસારી શેરડીને માટે.

સ. ૯૪) ભરૂચ જિલ્લામાં કયો પાક સારો થાય છે ? જ કપાસનો

સ ૯૫) તેલીબીઆ ક્યા થાય છે ?

જ. ૯૫) સાબરમતીની ઉત્તરના ભાગમા તથા કાઠિઆવાડમા

સ. ૯૬) ગુજરાતમાથી કયો કયો માલ બહારગામ જાય છે ?

જ ૯૬) સુતર, સુતરાઉ ને રેશમી કાપડ, કીનખાબ, તેલીબીઆ ને અનાજ

સ ૯૭) ગુજરાતમાં કયો કયો માલ આવે છે ?

જ ૯૭) સોનુ, રૂપુ, લોઢાનો સામાન, સાચાકામ વિલાયતી કાપડ, ખાડ, કાચ, કેરોસીન, રગ, દવા, દારૂ, કોયલા ને ફરનીચર

સ. ૯૮) વેપારનાં સાધનો ગણાવો.

જ ૯૮) (૧) રેલવે માર્ગ. (૨) પાકી કે કાચી સડકનો માર્ગ (૩) દરીઆ કે નદીનો માર્ગ. (૪) પોસ્ટ. (૫) તાર

સ. ૯૯) ગુજરાતમા કઇ કઇ મોટી રેલવે છે ?

જ. ૯૯) (૧) બી બી. એન્ડ સી. આઇ રેલવે (૨) રજપુતાના માળવા રેલવે (૩) ભાવનગર ગોંડળ રેલવે

સ. ૧૦૦) બીજી નાની રેલવે ગણાવો.

જ. ૧૦૦) ટાપ્ટી વ્હેલી રેલવે, રાજપીપળા સ્ટેટ રેલવે, ડભોઇ રેલવે, આનંદ ખંભાત રેલવે, આનંદ ગોધરા રેલવે, વડોદરા ગોધરા રેલવે, ગોધરા રતલામ રેલવે, અમદાવાદ પ્રાંતીજ રેલવે, અમદાવાદ ધોળકા રેલવે.

સ ૧૦૧) ગુજરાતમા આવેલાં મુખ્ય જંકશન ગણાવો.

જ. ૧૦૧) સુરત, અંકલેશ્વર, વડોદરા, આણંદ, અમદાવાદ, મેસાણા, પાલણપુર, વીરમગામ.

સ. ૧૦૨) કાઠિઆવાડમાં આવેલી મુખ્ય રેલવે ગણાવો

જ. ૧૦૨) (૧) ભાવનગર, ગોંડળ, જુનાગઢ, પોરબંદર રેલવે. (૨) મોરબી રેલવે. (૩) રાજકોટ જામનગર રેલવે. (૪) બી. બી. એન્ડ સી. આઇ રેલવે

સ. ૧૦૩) કાઠિઆવાડમાં આવેલા મુખ્ય જંકશન લખો

જ. ૧૦૩) વઢવાણ, ધોળા, ભાવનગર, જેતલસર, રાજકોટ, વાકાનેર.

સ. ૧૦૪) ગુજરાતમા આવેલા મુખ્ય બંદરો અનુક્રમે ગણાવો.

જ. ૧૦૪) વલસાડ, સુરત, ભરૂચ, ખંભાત, ભાવનગર, ઘોઘા, જાફરાબાદ, દીવ, વેરાવળ, માંગરોળ, નવીબંદર, પોરબંદર, દ્વારકા, નવાનગર.

સ. ૧૦૫) ગુજરાતમા કેટલી તરેહનાં રાજ્યો છે ?

જ. ૧૦૫) ચાર. (૧) અંગ્રેજી ખાલસા મુલક. (૨) નાનાં દેશી રાજ્યો. (૩) ગાયકવાડ સરકારનું મોટું દેશી રાજ્ય, (૪)

.......... .......... .. .. .. . ..........

પરદેશી સ્વતંત્ર રાજ્ય. (પોર્ટુગીઝનું રાજ્ય)

સ ૧૦૬) તમારા તાલુકાના મુખ્ય અમલદારો ગણાવો

જ ૧૦૬) મામલતદાર, મુન્સફ, પોલીસ સબ ઇન્સ્પેક્ટર, હોસ્પિટાલ આસિસ્ટટ, ઓવરસિઅર, આસિસ્ટટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર

સ. ૧૦૭) ગુજરાતની છેક દક્ષિણમા જે જિલ્લો છે તેની જમીન તથા હવા વિષે શુ જાણો છો?

જ ૧૦૭) સુરત જિલ્લાની જમીન રસાળ છે ને હવા તદુરસ્ત છે

સ. ૧૦૮) સુરત જિલ્લાના તાલુકા ગણાવો.

જ. ૧૦૮) ૧. ચોર્યાસી, ૨. ઓરપાડ, ૩. માંડવી, ૪ બારડોલી. ૫. જલાલપોર, ૬ ચીખલી. ૭ વલસાડ, ૮ પારડી.

સ. ૧૦૯) સુરત જિલ્લામા મોટી નદી કઇ છે? જ. તાપી,

સ. ૧૧૦) સુરત જિલ્લામા આવેલા પ્રખ્યાત સ્થળો ગણાવો, અને શાને માટે પ્રખ્યાત છે તે કહો.

જ. ૧૧૦) સુરત—તાપી નદીપર જિલ્લાનું મુખ્ય શહેર તથા બીજા નબરનુ બદર છે, કસબ ને રેશમના વણાટ, હાથીદાત ને સુખડના કોતરકામ તથા જમણને માટે પ્રખ્યાત છે વલસાડ—ઔરગા નદીપર બદર છે, એ બદરેથી ગોળ ને ઇમારતી લાકડાં બહાર ગામ જાય .છે. તીથલ—વલસાડ પાસે હવા ખાવાનુ સ્થળ છે. ડુમસ, ભીમપોર—ચોર્યાસી તાલુકામા સચીનના નવાબના ગામો છે એ બને હવા ખાવાના સ્થળ છે. બહુધાન—તાપી નદી કાંઠે જાત્રાનુ સ્થળ છે. ઉદવાડા—પારસીઓનુ જાત્રાનુ સ્થળ છે.

હજીરા—તાપી નદીના મુખપર હવાખાવાનુ સ્થળ છે. અહી દીવાદાંડી છે. કુતા—પારડી તાલુકામા જાત્રાનુ સ્થળ છે.

સ. ૧૧૧) સુરત જિલ્લાના કલેકટર સાહેબના તાબામા કઇ એજન્સિ છે તેમા કયાં કયાં સસ્થાનો છે ?

જ. ૧૧૧) સુરત એજન્સિ. એમાં ૧) સચીન ૨) વાસદા ૩) ધરમપુર. ને ૪) ડાંગ.

સ ૧૧૨) સુરત એજન્સિની મુખ્ય પેદાશ ગણાવો.

જ. ૧૧૨) જુદી જુદી જાતનુ ધાન્ય ને ઇમારતી લાકડુ

સ. ૧૧૩) સુરત એજન્સિમા મુસલમાની સસ્થાન કયુ છે ? જ સચીનનુ.

સ. ૧૧૪) સુરત જિલ્લાની ઉત્તરમા કયો જિલ્લો છે ને તેમા કયા કયા તાલુકા છે ?

જ. ૧૧૪) ભરૂચ. ૧) અકલેશ્વર. ૨) ભરૂચ ૩) વાગરા ૪) આમોદ. ૫) જબુસર એ તાલુકા ને હાસોટ પેટ મહાલ છે.

સ. ૧૧૫) ભરૂચ જિલ્લામા મોટી નદી કઇ છે ? જ નર્મદા, (રેવા)

સ. ૧૧૬) ભરૂચ જિલ્લાના પ્રખ્યાત સ્થળો કહો.

જ. ૧૧૬) ભરૂચ—નર્મદા નદીપર જિલ્લાનુ મુખ્ય શહેર, બંદર તથા રૂના વેપરનુ મથક છે. અહીનો સુતરપાક વખણાય છે. આમોદ—તાલુકાનુ મુખ્ય ગામ છે. અહીંની છરીઓ વખણાય છે. શુકલતીર્થ—નર્મદા કિનારે જાત્રાનુ સ્થળ છે, એની પાસે કબીરવડ નામનો મોટો વડ છે. અકલેશ્વર—તાલુકાનુ મુખ્ય ગામ તથા રેલવે જંકશન છે, અહીથી રાજપીપળા જવાય છે.

........ . ............ .. ... ......... ..... .....

સ. ૧૧૭) ભરૂચ જિલ્લો કયા પાકને માટે વખણાય છે ને તે પાક કયા ભાગમા થાય છે ?

જ. ૧૧૭) કપાસ. ભરૂચ જિલ્લાના પૂર્વ ભાગમાં (કાનમમા)

સ. ૧૧૮) ખેડા જિલ્લાના તાલુકા ગણાવો.

જ. ૧૧૮) ૧) કપડવંજ, ૨) ઠાસરા, ૩) નડિઆદ, ૪)મહેમદાવાદ, ૫) માતર, ૬) આણુંદ, ૭) બોરસદ.

સ. ૧૧૯) ખેડા જિલ્લો કયા પાકને માટે વખણાય છે ? જ. તમાકુ

સ. ૧૨૦) ખેડા જિલ્લાનો કયો ભાગ વધારે રસાળ છે.

જ. ૧૨૦) મધ્યભાગ (ચરોતર.)

સ ૧૨૧) ગુજરાતમા ગાઢી વસ્તીવાળો કયો જિલ્લો છે અને વસ્તી વધારે હોવાનુ કારણુ કહો

જ ૧૨૧) ખેડા જિલ્લો જમીન રસાળ છે તેથી વસ્તી વધારે છે.

સ. ૧૨૨) ખેડા જિલ્લાના પ્રખ્યાત સ્થળો ગણાવો

જ. ૧૨૨) નડીઆદ—જિલ્લામા મોટુ વેપારી મથક છે ખેડા—જિલ્લાનુ મુખ્ય શહેર વાત્રક ને શેઢીના સંગમ પર છે કપડવંજ—મોહર નદીપર કાચ ને સાબુને માટે પ્રખ્યાત છે. ડાકોર—હિંદુઓનુ મોટુ જાત્રાનુ સ્થળ છે, એમા રણછોડજીનુ દહેરૂ છે. વડતાલ—સ્વામીનારાયણનુ જાત્રાનુ સ્થળ છે. લસુંદ્રા—એમા ઉના પાણીના કુંડ છે. મહેમદાવાદ—મહમદ બેગડાએ વસાવ્યુ હતું એમા ભમરીઓ કુવો છે આણુંદ—રેલવે જંકશન છે, અહીથી એક રેલવે ગોધરે ને બીજી ખંભાત જાય છે

સ ૧૨૩) ખેડા જિલ્લાના કલેકટરના તાબામા કયુ સંસ્થાન છે અને તેમા કોનું રાજ્ય છે ? જ. ખંભાત. મુસલમાનનું.

સ. ૧૨૪) ખભાત શુ છે ? કયાં છે ? શાને માટે પ્રખ્યાત છે ?
જ. ૧૨૪) મહી નદી પર શહેર તથા બદર છે, નવાબની રાજધાનીનુ શહેર છે અહીની સુતરફેણી તથા અકીક કામ વખણાય છે.
સ. ૧૨૫) ગુજરાતની છેક પૂર્વમા કયો જિલ્લો છે ? જ. પચમહાલ.
સ ૧૨૬) પચમહાલ. નામ શાથી પડ્યુ ?
જ. ૧૨૬) ગોધરા, કાલોલ હાલોલ, દાહોદ, ને ઝાલોલ, એ પાચ મહાલ આવેલા છે તે પરથી
સ ૧૨૭) પચમહાલ જિલ્લાના તાલુકા ગણાવો.
જ. ૧૨૭) ગોધરા, દાહોદ ને કાલોલ એ ત્રણ તાલુકા તથા હાલોલ ને ઝાલોદ એ બે પેટામહાલ છે.
સ. ૧૨૮) પચમહાલ જિલ્લામા કયો પાક વધારે થાય છે ?
જ. ૧૨૮) મકાઇનો.
સ. ૧૨૯) પચમહાલ જિલ્લાના પ્રખ્યાત સ્થળો લખો.
જ ૧૨૯) ગોધરા—જિલ્લાનુ મુખ્ય શહેર છે, દાહોદ—અહી ગુજરાત ને માળવાની હદ મળતી હતી તેથી દોહદ કહેવાતું હતુ, અહી ઔરગઝેબનો જન્મ થયો હતો ચાંપાનેર—ચાંપા પ્રધાનના નામ પરથી એ નામ વનરાજે રાખ્યુ હતુ. હાલ એ ખડિએર છે
સ. ૧૩૦) પચમહાલ જિલ્લામા કયો ડુગર છે ને તેનાપર કોનુ દહેરં છે?
જ. ૧૩૦) પાવાગઢ. કાળકામાતાનું
સ. ૧૩૧) આ જિલ્લાના કલેકટરના તાબામા કઇ કઇ એજન્સિઓ છે ?
જ. ૧૩૧) રેવાકાંઠા ને પચમહાલ.
સ. ૧૩૨) રેવાકાંઠા એજન્સિના સસ્થાન ગણાવો.

જ. ૧૩૨) રાજપીપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા ને સુથ એ પાંચ રજપુતના અને વાડાસિનોર મુસલમાની સસ્થાન છે.

સ. ૧૩૩) અમદાવાદ જિલ્લો ગુજરાતની કઇ દિશામા આવ્યો ?

જ. ૧૩૩) ઉત્તરમા

સ. ૧૩૪) અમદાવાદ જિલ્લાના તાલુકા લખો

જ. ૧૩૪) ઉત્તર દસક્રોઇ. દક્ષિણ દસક્રોઇ. વીરમગામ. પ્રાતીજ ધોળકા ને ધધુકા એ છ તાલુકા તથા મોડાસા, સાણદ ને ઘોઘા એ ત્રણ પેટામહાલ છે.

સ ૧૩૫) અમદાવાદ જિલ્લાના ક્યા ક્યા તાલુકાની હવા ચોમાસામા બગડે છે ?

જ. ૧૩૬) વીરમગામ ને ધોળકા તાલુકાની

સ. ૧૩૭) અમદાવાદ જિલ્લાના પ્રખ્યાત સ્થળો ગણાવો.

જ. ૧૩૭) અમદાવાદ— સાબરમતી નદી પર ઉત્તર વિભાગનુ તથા જિલ્લાનુ મુખ્ય શહેર છે. મુસલમાનનુ રાજધાનીનુ શહેર હતુ એ અહમદશાહે વસાવ્યુ હતુ. રેલવે જકસન તથા મોટુ વેપારી મથક છે. કીનખાબ, રેશમી કાપડ, સુતરાઉ કાપડ ધોતીઆને માટે પ્રખ્યાત છે. અહીની ખાવાની મરકી વખણાય છે. વીરમગામ—તાલુકાનુ મુખ્ય ગામ ને રૂના વેપારનુ મથક છે. અહી મુનસર તળાવ છે. ખારાઘોડા—એમા વરાગડુ મીઠુ પાકે છે. ધોળકા—તાલુકાનુ મુખ્ય ગામ સૂઠ ને દાડમને માટે પ્રખ્યાત છે. એમા મલાવ તળાવ છે ઘોઘા—દરીઆ કીનારા પર બદર છે, અહીંની હવા સારી છે, અહીં ઠીકાકાડી છે.

સ. ૧૩૮) પાલણપુર એજન્સિ ગુજરાતની કઇ દિશામાં છે?
જ. ૧૩૮) ઉત્તરમાં.

સ. ૧૩૯) પાલણપુર એજન્સિના મુખ્ય સંસ્થાનો ગણાવો.
જ ૧૩૯) પાલણપુર ને રાધનપુર એ બે મુસલમાની છે, ને વાવ થરાદ વગેરે હિંદુના છે.

સ. ૧૪૦) પાલણપુર એજન્સિના પોલિટિકલ એજન્ટનો મુકામ કયાં છે?
જ. ૧૪૦) પાલણપુરમા.

સ. ૧૪૧) ગુજરાતની ઇશાનમા કઇ એજન્સિ આવેલી છે? જ. મહીકાંઠા.
સ. ૧૪૨) મહીકાંઠા એજન્સિની જમીન કેવી છે? જ પહાડી.

સ ૧૪૩) મહીકાઠા એજન્સિમા મોટુ રજપુત રાજ્ય કયુ છે? જ ઇડર.
સ. ૧૪૪) મહીકાઠા એજન્સિના પોલિટિકલ એજન્ટ કયાં રહે છે?
જ. ૧૪૪) સાદરામા.

સ. ૧૪૫) ગુજરાતની પશ્ચિમમા કઇ એજન્સિ આવી? જ. કાઠિઆવાડ.
સ. ૧૪૬) કાઠિઆવાડના પોલિટિકલ એજન્ટ કોના તાબામાં છે?
જ. ૧૪૬) મુબઇ સરકારના (મુબઇ ઇલાકાના ગવર્નર સાહેબના)
સ. ૧૪૭) કાઠિઆવાડ એજન્સિના કેટલા પ્રાંત પાડેલા છે ને તે કયા કયા?
જ ૧૪૭) ચાર. ૧) ઝાલાવાડ ૨) ગોહિલવાડ. ૩) સોરઠ. ૪) હાલાર.
સ. ૧૪૮) કાઠિઆવાડના એજન્ટ ટુ ધ ગવર્નર સાહેબના હાથ નીચે કેટલા પોલિટિકલ એજટો છે અને તેમનો મુકામ કયા છે?
જ. ૧૪૮) ચાર. ૧) ઝાલાવાડ—વઢવાણ. ૨) ગોહેલવાડ—સોનગઢ. ૩) સોરઠ—જેતલસર. ૪) હાલાર—રાજકોટ.

...... ...... .. . .. ... . .... .. ............

સ ૧૪૯) કાઠિઆવાડના એજટ ટુ ધ ગવર્નરનો મુકામ ક્યાં છે ?

જ. ૧૪૯) રાજકોટમા

સ ૧૫૦) ચારે પ્રાતોમા આવેલા મોટા રાજ્યો ગણાવો.

જ. ૧૫૦) ઝાલાવાડ—ધ્રાગધ્રા, વઢવાણ અને લીમડી.
ગોહિલવાડ—ભાવનગર ને પાલિતાણા.
સોરઠ—જુનાગઢ, પોરબદર ને જાફરાબાદ.
હાલાર—નવાનગર, મોરબી ને ગોડળ

સ. ૧૫૧) કાઠિઆવાડ એજન્સિમા આવેલા પ્રખ્યાત સ્થળો ગણાવો.

જ. ૧૫૧) ઝાલાવાડ—એમા ધ્રાગધ્રા-પહેલા વર્ગનુ રાજ્ય ફલકુ નદીપર આવેલુ છે ત્યાના પત્થર તથા પત્થરનો સામાન વખણાય છે. વઢવાણ, લીમડી, વાંકાનેર ને લખતર.
ગોહિલવાડ એમા ભાવનગર-પહેલા વર્ગનું રાજ્ય છે. એ બદર છે, રૂના વેપારનુ મથક છે પાલિતાણા-શેત્રુજા ડુગરપર શ્રાવકોનુ જાત્રાનુ સ્થળ છે.
સોરઠ એમા જુનાગઢ—પહેલા વર્ગનું મુસલમાની સસ્થાન છે, એની પાસે ગીરનાર પર્વત હિદુ અને જૈનનુ જાત્રાનુ ધામ છે. સોમનાથ પાટણ (પ્રભાસ પાટણ)—હિદુઓનું જાત્રાનુ ધામ છે. પોરબદર (સુદામાપુરી)—દરીઆકિનારે બદર છે, અહીંના પત્થર અમદાવાદ, સુરત ને મુબઇ જાય છે. જાફરાબાદ—મુસલમાની રાજ્ય જંજીરાના નવાબને તાબે છે, એ બદર છે.
હાલાર એમા નવાનગર ( જામનગર )—પહેલા વર્ગનું, રજપુત રાજ્ય છે, એની પાસે કચ્છના

........ ... ..... . ....... .. ..... ..... .

અખાતમાથી મોતી નીકળે છે અહીંના રાજાને જામ કહે છે. અહીંનુ કંકુ વખણાય છે. મોરબી, ગોંડળ, વાંકાનેર, ધ્રાળ ને રાજકોટ—એમાં રાજકુમાર કોલેજ છે. કાઠિઆવાડના તથા હાલાર પ્રાંતના પોલિટિકલ એજન્ટનું રહેઠાણુ છે એમા લશ્કરની છાવણી છે. એ આજી નદીપર છે.

સ. ૧૫૨) ગાયકવાડી રાજ્યમા કેટલા માણુસની વસ્તી છે ? તથા વિસ્તાર કેટલો છે.

જ. ૧૫૨) ૨૦,૦૦,૦૦૦ માણુસની. ૮૧૦૦ ચોરસ માઇલ

સ. ૧૫૩) ગાયકવાડી રાજ્યના કેટલા પ્રાતો કરેલા છે અને તે કયા કયા ?

જ. ૧૫૩) ચાર (૧) નવસારી પ્રાત. (૨) વડોદરા પ્રાત. (૩) કડી પ્રાત. (૪) અમરેલી પ્રાત.

સ. ૧૫૪) ગાયકવાડ સરકારનુ નામ શુ તથા તેમની રાજધાનીનુ શહેર કયુ ?

જ. ૧૫૪) મહારાજા સયાજીરાવ ગાયકવાડ. વિશ્વામિત્રી નદીપર વડોદરા.

સ. ૧૫૫) ગાયકવાડી રાજ્યમા આવેલા પ્રખ્યાત સ્થળ ગણાવો

જ. ૧૫૫) વડોદરા પ્રાંતમાં વડોદરા—વિશ્વામિત્રિ નદીપર ગાયકવાડ સરકારની રાજધાનીનુ શહેર તથા રેસિડટનુ રહેઠાણુ છે અહીંના પરવળ, પાન ને ચેવડો વખણાય છે. લક્ષ્મીવિલાસ, નજરબાગ, ન્યાય મંદિર, કોલેજ, બગીચા ને સગ્રહસ્થાન જોવા લાયક છે. ડભોઇ—રેલવે જંક્શન છે. અહીંના કોટનું નકશીકામ જોવા લાયક છે. ચાંદોદ—નર્મદા કિનારે જાત્રાનું સ્થળ છે. એ સિવાય પેટલાદ, પાદરા,

. ... ... .. . ..... . .. ..................

નવસારી પ્રાંતમાં નવસારી—અહીંનો ગોળ વખણાય છે. પારસીની વસ્તી વધારે છે ગણદેવી—કસ્બો છે અને ગોળ વખણાય છે. સોનગઢ—સ્ટેશન છે. ગાયકવાડની પ્રથમ રાજધાનીનુ શહેર છે. એનો કિલ્લો જોવા લાયક છે.

કડી પ્રાંતમાં કડી—બળદ વખણાય છે. સિદ્ધપુર—સરસ્વતી નદીપર જાત્રાનુ સ્થળ છે પાટણ—ગુજરાતની રાજધાનીનુ શહેર હતુ. પટોળા ને માટીના વાસણ વખણાય છે. બહુચરાજી—જાત્રાનુ સ્થળ છે ઉંઝા—કડવા કણબીની કુળદેવીનુ સ્થાનક છે. વડનગર, વીસનગર, મેસાણા—રેલવે જંકશન છે.

અમરેલી પ્રાંત—કાઠિઆવાડમાં છે અમરેલી—ચોફાળ વખણાય છે. દ્વારકા—ઓખામંડળમા હિંદુનુ મોટુ જાત્રાનુ સ્થળ તથા બંદર છે.

સ. ૧૫૬) ગાયકવાડી રાજ્યમાં સૌથી વધારે રસાળ કયુ પરગણુ છે?

જ. ૧૫૬) પેટલાદ.

સ. ૧૫૭) ગુજરાતમા પોર્ટુગીઝ (ફીરંગી)નુ રાજ્ય કયા કયા છે?

જ. ૧૫૭) સુરત જિલ્લાની દક્ષિણે દમણગંગા નદીપર દમણ અને કાઠિઆવાડની દક્ષિણમા દીવ બેટ.

સ. ૧૫૮) ગુજરાતમા આવેલા રેના મથક ગણાવો.

જ. ૧૫૮) સુરત, ભરૂચ, વીરમગામ, ધોળેરા, ભાવનગર ને રાધનપુર

સ. ૧૫૯) ગુજરાતમાં લશ્કરની છાવણી કયા કયા છે?

જ. ૧૫૯) વડોદરા, અમદાવાદ, ડીસા, વઢવાણ ને રાજકોટ.

........ ..... ..... . ........... ....... ...... ........

સ. ૧૬૦) ગુજરાતમા ઉનાં પાણીના કુડ કયા કયાં છે ?

જ. ૧૬૦) ઉનાઈ, તુવા, લસુદ્રા, ગીરપર્વત મધ્યે તુળશીસ્યામ.

સ. ૧૬૧) ગુજરાતમા મોટુ દેશી રાજ્ય કયુ છે ?

જ. ૧૬૧) ગાયકવાડ સરકારનુ.

# પુનરાવર્તન.

સ ૧) તમે જે જિલ્લામા રહો છો તેની આયાત તથા નિકાસ લખો.

સ ૨) ગુજરાત કરતાં કાઠિઆવાડની નદી નાની છે તેનુ કારણ શુ ?

સ. ૩) વીરમગામથી દમણુ જતા કયા કયા મોટાં સ્ટેશનો આવે તે અનુક્રમે લખો.

સ. ૪) તમારા તાલુકાના મુખ્ય અમલદારોનાં નામ તથા કામકાજ લખો.

સ. ૫) ગુજરાતમા મકાઇ, ડાંગર, કપાસ, તમાકુ, ઘઉં ને તેલીબીઆનો પાક ક્યાં સારો થાય છે ?

સ. ૬) બંદર એટલે શુ ? ગુજરાતના બંદરો દક્ષિણથી શરૂ કરી અનુક્રમે લખો.

સ. ૭) તમે જે જિલ્લામાં રહો છો તેના તાલુકા, મુખ્ય ગામ તથા જાત્રાનાં સ્થળ લખો.

સ. ૮) કાઠિઆવાડમાં આવેલાં પહેલા વર્ગનાં રાજ્ય ગણાવો.

સ. ૯) તમે જે જિલ્લામાં રહો છો તેમાં થતી ખેતીની ને ખનીજ પેદાશ ગણાવો.

સ. ૧૦) તમારા તાલુકામાં આવેલાં રેલવે સ્ટેશન તથા ખેતીની પેદાશ લખો.

સ ૧૧) તમારા જિલ્લાની મુખ્ય નદીઓ તથા તે પર આવેલાં મોટાં ગામ ગણાવો.

સ. ૧૨) ગુજરાત પ્રાતમા કયા કયા જિલ્લા છે ને તે અનુક્રમે એક બીજાથી કઇ દિશાએ છે તથા તેમા જાત્રાના સ્થળ હોય તો તે લખો

સ. ૧૩) ગુજરાતમા અગ્રેજી સરકારના તાબાનો મુલક ગણાવો

સ. ૧૪) ટેકરો, ટેકરી, ડુગર, પર્વત, તળેટી, શિખર અને ખીણ એટલે શુ?

સ. ૧૫) ભૂશિર, અખાત, ઉપસાગર, દ્વીપકલ્પ, સામુદ્રધુની અને બેટની વ્યાખ્યા લખો

સ. ૧૬) પર્વત તથા મેદાનનો ઉપયોગ લખો.

સ ૧૭) પર્વતો ને મેદાનો શી રીતે થયાં હશે તે સમજાવો.

સ ૧૮) નદીનુ પાણી મીઠુ અને સમુદ્રનુ ખારૂ હોવાનુ કારણ લખો.

સ. ૧૯) ગુજરાતમા મુસલમાની રાજ્ય તથા લશ્કરની છાવણીઓ કયા કયા છે?

સ. ૨૦) ગુજરાતની ચારે દિશામા આવેલા જાત્રાનાં ધામ લખો

સ ૨૧) નીચેની જગાઓ શુ છે? કયા છે? અને શાને માટે પ્રખ્યાત છે તે કહો, તથા નકશામા બતાવો.

પાલિતાણા, ગોધરા, આબુ, જાફરાબાદ, દ્વારકા, કુન્તા, વડતાલ, ગીરનાર. સાદરા, રાજકોટ, ડુમસ, ગીર, ભરૂચ, ઘોઘા, ભાવનગર, વઢવાણ, દીવ, જુનાગઢ સિદ્ધપુર, નર્મદા, વડોદરા, સુરત, નવસારી, ખંભાત, મહી, તીથલ, લસુન્દ્રા, પાલણપુર, વીરમગામ. ધંધુકા, અમદાવાદ, ડીસા, ડાકોર, શત્રુંજો, કપડવંજ, પીજોરા, તુળશીશ્યામ

સ ૨૨) રાજકીય વિભાગ એટલે શુ ?

સ. ૨૩) તમે જે પ્રાતમા રહો છો તેમા ક્યાં કયા દેશી રાજ્યો છે ?

સ. ૨૪) અમદાવાદ, રાજકોટ, ભરૂચ, દમણ, વલસાડ, નવાનગર, ભાવનગર, જુનાગઢ, ગોધરા, વડોદરા, સિદ્ધપુર, નડિઆદ એ સુરતથી કઇ દિશામાં છે તથા કેટલે અંતરે છે તે નકશામા માપીને કહો.

સ. ૨૫) ખેડા જિલ્લાના તાલુકા, ભરૂચ જિલ્લાની નદી, પચમહાલ જિલ્લાના પર્વત અને કાઠિઆવાડ એજન્સિના જાત્રાનાં ઠેકાણાં લખો

સ. ૨૬) તમારા જિલ્લાની વસ્તી તથા વરસાદ લખો અને તે વધારે અથવા ઓછાં હોવાના કારણ સમજાવો.

સ. ૨૭) તમારા જિલ્લાના હવા પાણી લખો અને તે સારા અથવા નઠારા હોવાનાં કારણ સમજાવો.

સ. ૨૮) ગુજરાતનો બગીચો કયો ?

સ. ૨૯) ગુજરાત કાચુ સોનું પાકે એવો પ્રાંત છે એમ કહેવાય છે તેમા તમે શુ સમજ્યા ?

સ. ૩૦) ગુજરાતમાં પત્થરની ખાણો ક્યાં ક્યાં છે ?

સ. ૩૧) ગુજરાતમાં કઇ કઇ જગા ચમત્કારી છે ?

સ. ૩૨) ગુજરાતમાં સૌથી મોટું દેશી રાજ્ય કયુ છે ને ત્યાંના રાજાએ કયા કયા સુધારા કર્યા છે ?

સ. ૩૩) કઇ કઇ નદીઓ દરીઆને મળતી નથી ?

સ. ૩૪) કાઠિઆવાડમાં રજપુત રાજાઓ સિવાય બીજા કયા કયા લોકનાં રાજ્યો છે ?

................ ........ . .. .... ..... .. .... .......

સ. ૩૫) સુરતથી ચાદોદ જવુ છે તો કયે રસ્તે જવાથી ફાયદો થશે ?

સ ૩૬) ગુજરાતમા હિંદુ, પારસી અને જૈનના જાત્રાના સ્થળ લખો.

સ. ૩૮) ગુજરાતમાં અંગ્રેજ સરકારનુ રાજ્ય થયા પછી શા શા સુધારા દાખલ થયા છે ?

સ. ૩૮) જીલ્લાનુ શહેર કયા છે? હાલના કમિશનર સાહેબનુ નામ શુ ?

સ. ૩૯) નીચેની જગાઓ ,નકશામાં બતાવો અને નામ પડવાનાં કારણો કહો.

અમદાવાદ, મહેમદાવાદ, પચમહાલ, ગોધરા, દાહોદ, ચાપાનેર, ભરૂચ, પાલણપુર, ભાડભુત, લુણાવાડા, સુરત, ચાદોદ, હજીરો, હિંમતનગર, કાઠિઆવાડ, સોરઠ,જામનગર, જાફરાબાદ, જુનાગઢ, શંખોદ્ધાર, ડભોઇ, અણહીલપુર, પાટણ, ને દીવ.

સ. ૪૦) કાઠિઆવાડ, પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા, પંચમહાલ ને સુરત એજન્સિના પોલિટિકલ એજંટનુ રહેઠાણુ કયાં છે ?

સ. ૪૧) ગુજરાતમાં વસ્તી વધારે છે છતાં મોટા શહેરો થોડા હોવાનુ કારણુ શુ ?

સ. ૪૨) ગુજરાતમા પારસીની વસ્તી કયાં વધારે છે ?

સ. ૪૩) ગુજરાતમાંનો મોટામા મોટો જિલ્લો, શહેર, એજન્સિ, પર્વત, નદી, તળાવ ને દેશીરાજ્ય લખો.

---

નોંધ—ત્રીજી ચોપડીમાંના ભૂગોળવિદ્યાનાં પાઠોના સવાલ મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત ત્રીજીના અર્થમા જુઓ.

સુરત જિલ્લાનો ભૂગોળ શિક્ષક ત્રણ આના.



## જિલ્લા તથા એજન્સિ માટે ખાસ સવાલ તે તે જિલ્લા તથા એજન્સિના ઉપયોગ માટે

સુરત જિલ્લાના સવાલ સુરત જિલ્લાના 'ભૂગોળ શિક્ષક' માં ૨૪ મે પાને જુઓ.

## પરીક્ષામાં આવેલા પ્રશ્નો.

### સુરત એજન્સિ.

સ. ૧) સુરત જિલ્લાની પૂર્વમા કઇ એજન્સિ આવેલી છે ?

સ ૨) સુરત એજન્સિના સસ્થાન ગણાવો.

સ. ૩) સુરત એજન્સિમા આવેલી નદીઓ, જાત્રાના ઠેકાણાં, હવા ખાવાનાં ઠેકાણું ને રેલવે લખો.

સ. ૪) સુરત એજન્સિની મુખ્ય પેદાશ તથા નિકાશ લખો.

સ. ૫) નીચેની જગા શુ છે ? ક્યાં છે ? ને શાને માટે પ્રખ્યાત છે!
ડુમસ, બીમપોર, ઉનાઇ, વાંસદા, ધરમપુર, ડાંગ.

### ભરૂચ જિલ્લો.

સ. ૧) ભરૂચ જિલ્લો કઇ કઇ નદીની વચ્ચે આવેલો છે ?

સ. ૨) ભરૂચ જિલ્લાના પૂર્વ ભાગનુ નામ શુ ? કાનમ શા માટે પ્રખ્યાત છે ?

સ. ૩) ભરૂચ જિલ્લાની સીમા કહો.

સ. ૪) ભરૂચ જિલ્લાની નદીઓ, બેટ ને બદરો લખો.

સ. ૫) ભરૂચ જિલ્લાના તાલુકા તેના મોટાં ગામ સાથે લખો.

સ. ૬) ભરૂચ જિલ્લાના જાત્રાનાં ઠેકાણાં તથા રેલવે સ્ટેશન ગણાવો.

સ. ૭) ભરૂચ જિલ્લાની ખેતીની પેદાશ લખો.

.......................... .. ...... .. ... ........ ...

સ. ૮) નીચેની જગાઓ શુ છે ? ક્યા છે ? ને શા માટે પ્રખ્યાત છે ? ભરૂચ, અંકલેશ્વર, શુકલતીર્થ, તવરા, ભાડભુત, હાંસોટ, આમોદ, ટંકારીઆ, પાલેજ, જંબુસર, વાગરા, કબીરવડ.

## ખેડા જિલ્લો.

સ. ૧) ખેડા જિલ્લો કોની કોની વચ્ચે આવ્યો ?

સ. ૨) ખેડા જિલ્લાના ક્યા ભાગને ચરોતર કહે છે ?

સ. ૩) ચરોતર વિષે શું જાણો છો ?

સ. ૪) ખેડા જિલ્લાની સીમા કહો.

સ. ૫) ખેડા જિલ્લામા વસ્તી વધારે હોવાનુ કારણ સમજાવો.

સ. ૬) ખેડા જિલ્લાની નદીઓ, જાત્રાના ઠેકાણાં તથા રેલવે સ્ટેશન ગણાવો.

સ. ૭) ખેડા જિલ્લામા કઇ રેલવે આવેલી છે ?

સ. ૮) ખેડા જિલ્લામાં કયો કયો પાક વિશેષ થાય છે ?

સ. ૯) ખેડા જિલ્લાની ખનીજ પેદાશ લખો.

સ. ૧૦) ખેડા જિલ્લાના તાલુકા તેના મુખ્ય ગામો સાથે લખો.

સ. ૧૧) નીચેની જગાઓ ક્યાં છે ? શુ છે ? ને શાને માટે પ્રખ્યાત છે ? નડિઆદ, ખેડા, કપડવંજ, વડતાલ, મહેમદાવાદ, વસુદ્રા, આણંદ, ડાકોર.

## ખંભાત સંસ્થાન.

સ. ૧) ખંભાત સંસ્થાનની સીમા કહો.

સ. ૨) ખંભાત સંસ્થાનની નદી, બંદર રેલવે તથા સ્ટેશન લખો.

સ. ૩) ખંભાત સંસ્થાનની મુખ્ય પેદાશ તથા નિકાસ લખો.

સ. ૪) ખંભાત સંસ્થાનમાં કોનુ રાજ્ય છે ?

સ. ૫) ખંભાત શાને માટે પ્રખ્યાત છે ? શુ છે ? ને ક્યાં છે ?

## પંચમહાલ જિલ્લો.

સ. ૧) પંચમહાલ જિલ્લો નામ પાડવાનુ કારણ શુ ?

સ ૨) પંચમહાલ જિલ્લાના બે ભાગ શાથી પડયા ?

સ ૩) પચમહાલ જિલ્લાની સીમા લખો.

સ ૪) પચમહાલ જિલ્લાની નદી, પર્વત, જાત્રાનુ ઠેકાણું, હવાખાવાનુ ઠેકાણું, ને જંકશન લખો.

સ ૫) પચમહાલ જિલ્લાની ખેતીની તથા ખનીજ પેદાશ ગણાવો.

સ ૬) પચમહાલ જિલ્લાની હવા સારી નથી તેનું કારણ સમજાવો.

સ ૭) પચમહાલ જિલ્લાના તાલુકા તેના મોટા ગામ સાથે લખો.

સ. ૮) પંચમહાલ જિલ્લાના સ્ટેશનો ગણાવો.

સ. ૯) પચમહાલ જિલ્લામાં કઇ કઇ રેલવે આવેલી છે ?

સ ૧૦) નીચેની જગાઓ શુ છે ? કયાં છે ? ને શાને માટે પ્રખ્યાત છે ? ટુવા, ચાંપાનેર, ગોધરા, દાહોદ, પાવાગઢ, હાલોલ.

## રેવાકાંઠા એજન્સિ.

સ. ૧) રેવાકાંઠા એજન્સિ નામ પાડવાનુ કારણ શું ?

સ. ૨) રેવાકાંઠા એજન્સિની સીમા લખો.

સ. ૩) રેવાકાંઠા એજન્સિના કેટલા ભાગ છે ને કયા કયા ?

સ. ૪) રેવાકાંઠા એજન્સિમા આવેલા રજપુતના સંસ્થાનો તથા મુસલમાની સંસ્થાન લખો.

સ. ૫) રેવાકાંઠા એજન્સિના પર્વત, નદી, ધોધ, જાત્રાનાં ઠેકાણાં ને રેલવે લખો.

સ. ૬) રેવાકાંઠા એજન્સિમાંથી કયા કયા ખનીજ પદાર્થ નીકળે છે

................ ........... .. ...... .. . ...... .. ........

સ. ૭) રેવાકાંઠા એજન્સિની મુખ્ય પેદાશ તથા નિકાસ લખો

સ. ૮) નીચેની જગાઓ શું છે ? ક્યાં છે ? ને શાને માટે પ્રખ્યાત છે ?
આદોદ, ગુમાનદેવ, વીરપુર, રાજપીપળા, લુણાવાડા, નાંદોદ, વાડાશિનોર.

## પંચમહાલ એજન્સિ.

સ. ૧) પંચમહાલ જિલ્લાનાં અગ્નિખુણામાં કઇ એજન્સિ આવેલી છે!

સ. ૨) પંચમહાલ એજન્સિના મુખ્ય ગામ તથા સ્ટેશન લખો.

સ. ૩) પંચમહાલ એજન્સિની મુખ્ય પેદાશ તથા નિકાસ લખો.

## અમદાવાદ જિલ્લાના સવાલ.

સ. ૧) ખેડા જિલ્લાની ઉત્તરમા તથા પશ્ચિમમા કયો જિલ્લો છે ?

સ. ૨) નળકાંઠો ક્યાં આવ્યો ? નળકાઠામા કયો પાક વધારે થાય છે ? અમદાવાદ જિલ્લાની નિકાસ લખો.

સ. ૩) ભાલ કયા છે ? ને તેમા કયો પાક સારો થાય છે ?

સ. ૪) અમદાવાદ જિલ્લાની નદીઓ ગણાવો કઇ નદીમાંથી નહેર કાઢેલી છે ?

સ. ૫) અમદાવાદ જિલ્લાના તળાવ, બંદરો, જાત્રાના ઠેકાણા તથા રેલવે જંકશન લખો.

સ. ૬) અમદાવાદ જિલ્લામા કઇ કઇ રેલવે આવેલી છે ?

સ. ૭) અમદાવાદ જિલ્લાના તાલુકા તેના મોટા ગામ સાથે લખો

સ. ૮) સાત નદીના સંગમપર કયું જાત્રાનુ સ્થળ આવેલુ છે ?

સ. ૯) અમદાવાદ જિલ્લામાં આવેલી બી બી. એન્ડ સી. આઇ. રેલવેના સ્ટેશનો અનુક્રમે ગણાવો.

............ ... .... . . . .... ....... ................

સ. ૧૦) અમદાવાદ જિલ્લાની ખેતીની તથા ખનીજ પેદાશ ગણાવો.

સ. ૧૧) નીચેની જગાઓ શુ છે ? ક્યા છે ? તે શાને માટે પ્રખ્યાત છે ? અમદાવદ, ધોલેરા, ખારાઘોડા, વૌઠા, વીરમગામ, ઘોઘા, ધોળકા, કાસીંદ્રા.

## પાલણપુર એજન્સિ.

સ. ૧) પાલણપુર એજન્સિની સીમા લખો.

સ ૨) પાલણપુર એજન્સિના પર્વત, નદીઓ, રેલવે, જંક્શન, સ્ટેશન તથા રૂના વેપારના મથક ગણાવો.

સ ૩) પાલણપુર એજન્સિના સસ્થાન તેના મોટાં ગામો સાથે ગણાવો.

સ ૪) પાલણપુર એજન્સિમા કયા કયા લોકના સસ્થાનો છે ?

સ ૫) પાલણપુર એજન્સિની નિકાસ તથા આયાત લખો.

સ. ૬) પાલણપુર એજન્સિની ખેતીની તથા ખનીજ પેદાશ ગણાવો.

સ. ૭) આ એજન્સિમા સૌથી મોટુ રાજ્ય કયુ છે ?

સ. ૮) નીચેની જગાઓ કયા છે? શુ છે? ને શાને માટે પ્રખ્યાત છે? પાલણપુર, રાધનપુર, બનાસ, વરાઇ

## મહીકાંઠા એજન્સિ.

સ ૧) મહીકાઠા એજન્સિ નામ પડવાનુ કારણુ લખો હાલ આ એજન્સિમાં મહી નદી છે કે નહિ ?

સ ૨) મહીકાઠા એજન્સિનાં ગામો કયા કયા જિલ્લા સાથે સેળભેળ છે?

સ. ૩) મહીકાઠા એજન્સિની સીમા લખો.

સ. ૪) મહીકાઠા એજન્સિના પર્વત નદીઓ, સ્ટેશન, જાત્રાના ઠેકાણાં લખો.

સ. ૫) મહીકાઠા એજન્સિના પરગણા તથા તેમા આવેલા સસ્થાનો ગણાવો.

સ. ૬) મહીકાઠા એજન્સિની નિકાસ, આયાત, ખેતીની તથા ખનીજ પેદાશ ગણાવો.

સ. ૭) નીચેની જગાઓ શુ છે ? કયા છે ? ને શાને માટે પ્રખ્યાત છે. અમનગર, દાત, અરપોદ્રા, તરીંગા, અબાજી, બહુચરાજી, ખેડબ્રહ્મા, માદરા, ઇડર.

સ. ૮) આ એજન્સિમા કયા લોકની વસ્તી વધારે છે ?

## કાઠિઆવાડ એજન્સિ

સ ૧) કાઠિઆવાડ નામ પડવાનુ કારણ શુ ? કાઠિઆવાડની સીમા લખો.

સ. ૨) કાઠિઆવાડનો વિસ્તાર, વસ્તી, ગામો તથા સસ્થાન કેટલા છે તે લખો

સ. ૩) કાઠિઆવાડનો વચલો ભાગ ઉચાણ છે ને ચારે બાજુનો ઢાળ પડનો નિચાણ છે એ તમે શા આધારે કહો છો

સ. ૪) કાઠિઆવાડમા આવેલા પર્વતો ગણાવો.

સ. ૫) કાઠિઆવાડની નદીઓ લખો અને તે કયાથી નીકળી કોને મળે છે તથા તેના પર મોટા ગામો કયા છે તે લખો.

સ. ૬) રેણુકોઠી, પાચાળ, ભાલ, ખારોપાટ, વાલાક નાઘેર, ઘેર કે ઘેડ અને બારાડી ભાગ કયાં આવ્યો ? અને તેની ભૂતળ રચના વિષે શું જાણો છો ?

...... ... .... .. . .. . ... .. .. .

સ. ૭) કાઠિઆવાડના લોકોનો મુખ્ય વેપાર તથા ઉદ્યોગ ગણાવો.

સ. ૮) કાઠિઆવાડમા આવેલી રેલવે લખો.

સ ૯) કાઠિઆવાડના બદરો અનુક્રમે લખો

સ. ૧૦) કાઠિઆવાડમા પોલિટિકલ એજટ કયારથી નીમવામા આવ્યા? પોલિટિકલ એજટ સાહેબ હાલમા શુ કહેવાય છે?

સ. ૧૧) કાઠિઆવાડમા આવેલા પહેલા વર્ગના તથા બીજા વર્ગના સસ્થાન લખો.

સ. ૧૨) કાઠિઆવાડના કેટલા પ્રાત કરેલા છે ને તે કયા કયા? તથા એ પ્રાતોમા પોલિટિકલ એજટની કચેરી કયા કયા છે?

સ. ૧૩) જુડિશિયલ પોલિટિકલ એજટ, પોલિસ સુપરિન્ટન્ડન્ટ, ફોજદાર, પોલિસ પટેલ, એજન્સિ ઇજનેર અને એજ્યુકેશનલ ઓફિસરના નામ લખો.

સ. ૧૪) કાઠિઆવાડના રાજકીય વિભાગો કેટલા પડી શકે અને તે કયા કયા?

સ. ૧૫) ઝાલાવાડ પ્રાત કયા આવ્યો? એનો વિસ્તાર તથા વસ્તી અને પર્વતો લખો

સ. ૧૬) ઝાલાવાડ પ્રાતમા કઇ કઇ નદીઓ આવેલી છે? અને તેના પર મોટા ગામ કયા છે? સુકભાદર નામ પડવાનુ કારણ કહો.

સ. ૧૭) ઝાલાવાડ પ્રાતના પહેલા, બીજા અને ત્રીજા વર્ગના સસ્થાનો ગણાવો.

સ. ૧૮) નીચેની જગાઓ શુ છે? કયા છે? ને શાને માટે પ્રખ્યાત છે? ધ્રાગધ્રા, વાકાનેર, લીંબડી, વઢવાણ લખતર, સાયલા, ચુડા, મળી, બજાણા, ઝીંઝુવાડા.

સ ૧૯) ઝાલાવાડ પ્રાતની પેદાશ તથા જાત્રાનુ ઠેકાણુ લખો

સ. ૨૦) ઝાલાવાડ નામ પડવાનુ કારણુ લખો તથા એમા કયા કયા કુદરતી વિભાગ આવ્યા છે તે પણુ લખો. આ પ્રાતના પોલિટિકલ એજટ સાહેબની કચેરી ક્યાં છે ?

સ. ૨૧) હાલાર પ્રાત કયા આવ્યો ? એનુ ક્ષેત્રફળ, વસ્તી ને પર્વતો લખો.

સ. ૨૨) હાલાર પ્રાતમા કઇ કઇ નદીઓ આવેલી છે ? એ નદીઓ કયાથી નીકળી કોને મળે છે તથા એના પર મોટા ગામ કયા છે તે લખો.

સ. ૨૩) હાલાર પ્રાતના પહેલા અને બીજા વર્ગનાં સસ્થાન ગણાવો.

સ. ૨૪) નીચેની જગાઓ શુ છે ? કયા છે ? ને શાને માટે પ્રખ્યાત છે ? નવાનગર (જામનગર), ખભાળીઆ, સલાયા, જોડીઆ, બાલાચડી, ગોડળ, ધોરાજી, ભાયાવદર, મોરબી, વવાણીઆ, રાજકોટ, ધ્રોળ

સ ૨૫) હાલાર પ્રાતની પેદાશ તથા હવા ખાવાનુ સ્થળ લખો

સ. ૨૬) હાલાર પ્રાત નામ પડવાનુ કારણુ સમજાવો. એમા કયા કયા કુદરતી વિભાગ આવેલા છે ? ભાદરકાંઠો કયા આવ્યો ? આ પ્રાતના પોલિટિકલ એજટ સાહેબની કચેરી કયા છે ?

સ ૨૭) સોરઠ પ્રાંત ક્યાં આવ્યો ? એનુ ક્ષેત્રફળ તથા વસ્તી લખો.

સ. ૨૮) સોરઠમાં કયા કયા પર્વતો છે ? ગીરપર્વત વિષે શુ જાણુવા જેવુ છે ?

સ. ૨૯) સોરઠ પ્રાંતમાં આવેલી નદીઓ કયાથી નીકળી કોને મળે છે, તથા એનાપર મોટાં ગામ ક્યાં ક્યાં છે તે લખો.

સ. ૩૦) સોરઠ પ્રાંતમાંના પહેલા, ત્રીજા ને ચોથા વર્ગના સસ્થાન ગણાવો.

સ. ૩૧) નીચેની જગાઓ શુ છે ? કયા છે ? ને શાને માટે પ્રખ્યાત છે ? જુનાગઢ, વેરાવળ, માંગરોળ, કુતિઆણા, વથળી, ઊના, પોરબંદર, નવીબંદર, જાફરાબાદ, બાંટવા, જેતપુર, બગસરા, પ્રભાસપાટણ,

સ. ૩૨) સોરઠ પ્રાંતમાં મુસલમાની રાજ્ય કયુ છે ?

સ ૩૩) સોરઠ પ્રાંતનુ અસલ નામ શુ હતુ ? એમાં કુદરતી વિભાગો કયા કયા આવ્યા છે ? સોરઠ નામ પડવાનુ કારણ શુ ! ગીરમા કઇ કઇ પેદાશ થાય છે ?

સ. ૩૪) સોરઠ પ્રાંતની પેદાશ લખો. આ પ્રાંતના પોલિટિકલ એજંટ સાહેબની કચેરી કયા છે ?

સ. ૩૫) ગોહિલવાડ પ્રાંત કયાં આવ્યો ? એની દક્ષિણે તથા પૂર્વે શુ આવ્યુ ? એનુ ક્ષેત્રફળ તથા વસ્તી લખો.

સ ૩૬) ગોહિલવાડમાં કયા કયા પર્વતો આવેલા છે.

સા ૩૭) ગોહિલવાડ પ્રાંતમાંના પહેલા, બીજા ને ત્રીજા વર્ગના સસ્થાન ગણાવો.

સ ૩૮) નીચેની જગાઓ શુ છે ? કયાં છે ! ને શાને માટે પ્રખ્યાત છે ! ભાવનગર, શીહોર, મહુવા, કુડલા, ગઢડા, પાલિતાણા, વળા અને જસદણ.

સ ૩૯) ગોહિલવાડ પ્રાંતની પેદાશ તથા જાત્રાનુ ઠેકાણું લખો.

સ ૪૦) ગોહિલવાડ નામ પડવાનુ કારણ સમજાવો. આ પ્રાંતમાં કયા કયા કુદરતી વિભાગો આવેલા છે ? પોલિટિકલ એજંટ સાહેબની કચેરી કયાં છે ?

સ ૪૧) અમરેલી પ્રાતમાં કોનુ રાજ્ય છે ? એનો વિસ્તાર તથા વસ્તી લખો

સ. ૪૨) અમરેલી પ્રાતના મહાલો લખો.

સ. ૪૩) અમરેલી પ્રાતમા આવેલી નદી લખો તથા એ નદીઓ ક્યાથી નીકળી કોને મળે છે અને તેનાપર મોટા ગામ ક્યા ક્યા છે ?

સ ૪૪) નીચેની જગાઓ શુ છે? ક્યા છે ? ને શાને માટે પ્રખ્યાત છે ? અમરેલી, ધારી, કોડીનાર, દામનગર, દ્વારકા, શખોદ્ધાર.

સ ૪૫) અમરેલી પ્રાતની મુખ્ય પેદાશ તથા જાત્રાનુ ઠેકાણુ લખો.

સ ૪૬) દીવ નામ પાડવાનુ કારણ શુ ? એ બેટ ક્યા આવ્યો ? એમા કોનુ રાજ્ય છે ? એની લંબાઇ પહોળાઇ લખો.

સ. ૪૭) દીવ બેટ શાને માટે પ્રખ્યાત છે ?

સ. ૪૮) કાઠિઆવાડ એજન્સિની સીમા કહો.

સ. ૪૯) કાઠિઆવાડમા મુખ્ય વસ્તી ક્યા ક્યા લોકની છે ? અને કુલ વસ્તી તથા વિસ્તાર કેટલો છે ?

સ. ૫૦) કાઠિઆવાડમા આવેલા જાત્રાના ઠેકાણા, હવા ખાવાના સ્થળો, ભૂશિર તથા બેટ લખો.

સ. ૫૧) કાઠિઆવાડમા આવેલા જંકશનો ગણાવો.

સ. ૫૨) કાઠિઆવાડમા રજપુત સિવાય બીજા ક્યા ક્યા લોકના રાજ્યો છે ?

સ ૫૩) કાઠિઆવાડની ખેતીની તથા ખનીજ પેદાશ લખો.

સ. ૫૪) કાઠિઆવાડની નિકાસ તથા આયાત લખો.

સ. ૫૫) નીચેની જગાઓ શુ છે? ક્યા છે? ને શાને માટે પ્રખ્યાત છે ?

....... ....... ..... .. ...... .. .. ........ ......... ...... ..

ધ્રાગધ્રા, વાકાનેર, રાજકોટ, પોરબદર, જુનાગઢ, ગીર, ભાવ-
નગર, વઢવાણ, મોરબી, જામનગર. પોરબદર, અમરેલી,
શીહોર, વથળી, કુડલા, ચુડા, તુળશીસ્યામ, દાતાર, પીરમ,
ગોપનાથ, બાલાચડી, વવાણીઆ, ગઢડા, દ્વારકા, ધારી.

સ. ૫૬) કાઠિઆવાડની નદી નાની હોવાનાં કારણ લખો.

સ. ૫૭) કાઠિઆવાડનો કયો કયો ભાગ વધારે રસાળ છે ?

## ગાયકવાડી રાજ્ય.

સ. ૧) ગુજરાત પ્રાતમા સૌથી મોટુ દેશી રાજ્ય કયુ છે ?

સ. ૨) અગ્રેજ સરકાર તરફથી ગાયકવાડ સરકારના રાજ્યમાં કોણ રહેછે?

સ ૩) અંગ્રેજી રાજ્યના અમલદારોના ઓદ્ધાની સાથે ગાયકવાડી રાજ્યોના અમલદારના ઓદ્ધા ગણાવો.

સૂચના—ગાયકવાડ સરકારનો પ્રાત તે અગ્રેજ સરકારનો જિલ્લો
ગાયકવાડ સરકારનો વિભાગ તે અગ્રેજ સરકારનો પ્રાત.

સ. ૪) ગાયકવાડ સરકારને કઇ કઇ એજન્સિના રાજાઓ ખંડણી આપે છે ?

સ. ૫) ગાયકવાડ સરકારને ખડણી કોણ વસુલ કરી આપે છે ?

સ. ૬) ગાયકવાડી રાજ્યના પ્રાત (જિલ્લા) તથા પેટામહાલ ગણાવો.

સ. ૭) પ્રાંતના ઉપરીને શુ કહે છે ? તેના ઉપરીને શું કહે છે, ને તેના ઉપરીને શુ કહે છે ?

સ. ૮) ગાયકવાડી રાજ્યમાં કેટલા માણસની વસ્તી છે ?

સ. ૯) ગાયકવાડી રાજ્યની નદીઓ તથા પેદાશ લખો.

સ ૧૦) નવસારી પ્રાત, વડોદરા પ્રાંત, કડી પ્રાંત, ને અમરેલી પ્રાંત ક્યા આવ્યા.

સ ૧૧) એ ચારે પ્રાંતોમા આવેલા તાલુકા (મહાલ) ગણાવો

સ. ૧૨) ગાયકવાડી રાજ્યમા આવેલા મોટા ગામો પ્રખ્યાતી સાથે લખો.

સ. ૧૩) ગાયકવાડી રાજ્યના જાત્રાના ઠેકાણા, બેટ ને જંકશન લખો.

સ. ૧૪) ગાયકવાડી રાજ્યમા કયો મહાલ સૌથી વધારે રસાળ છે.

સ. ૧૫) ગાયકવાડી રાજ્યના હિંદુના તથા મુસલમાનના પવિત્ર ધામ લખો.

સ. ૧૬) નીચેની જગાઓ શુ છે? કયા છે? અને શાને માટે પ્રખ્યાત છે?
વડોદરા, પાટણ, નવસારી, વીસનગર, સિદ્ધપુર, ડભોઇ, પેટલાદ, વડનગર, સોનગઢ, ઉંઝા, મહેસાણા, ચાદોદ, દ્વારકા

સ. ૧૭) ગાયકવાડી રાજ્યમા રૂ કયા કયા થાય છે?

સ. ૧૮) હાલના ગાયકવાડ સરકારનુ નામ શુ? એમની રાજધાનીનુ શહેર કયુ છે? તથા એમણે કયા કયા સુધારા દાખલ કર્યા તે લખો

## પોર્ટુગીઝના સંસ્થાન.

સ. ૧) દીવ ને દમણ કયા છે? તથા એમાં કોનુ રાજ્ય છે?

સ. ૨) પોર્ટુગીઝ (ફીરંગી)ના સસ્થાનની મુખ્ય પેદાશ ગણાવો.

સ. ૩) દીવ ને દમણ શા માટે પ્રખ્યાત છે.

## સમાપ્ત.

અદ્યાપિ બહાર ન પડેલાં એવાં પુસ્તકો.
એકવાર વાપરી ખાત્રી કરવા નમ્ર વિનંતી છે.
બીજા ધોરણ માટે અંકગણિતના મનોયત્ન પાંચ આના

[redacted] મુખગણિત શિક્ષક ભાગ ૧ થી

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગનો | ૦-૧-૬ | ત્રીજા ધોરણનો | ૦-૨- |
| પહેલા ધોરણનો | ૦-૧-૯ | ચોથા ધોરણનો | ૦-૪- |
| બીજા ધોરણનો | ૦-૨-૦ | પાચમા ધોરણનો | ૦-૪- |

બીજા ધોરણની સૃષ્ટિજ્ઞાનની પ્રશ્નોત્તરમાળા ત્રણ આના

# "ડિકટેશન શિક્ષક"

બાળપોથીથી પાંચમી ચોપડી સુધીનો જેમાં:—

૧] પાઠવાર અઘરા શબ્દો

૨] જોડણીના એકજ સરખા નિયમવાળા શબ્દો.

૩] કઠિન મળતા શબ્દોની તારવણી.

૪] જોડાક્ષર ૫] મળતા જોડાક્ષર

૬] પરીક્ષાના ડિકટેશનમાં આવનાર શબ્દો.

મુંબઈ ઇલાકાની ભુગોળની } પ્રશ્નોત્તરમાળા ૪॥ આના.
હિંદુસ્તાનની ભુગોળની } પ્રશ્નોત્તરમાળા ૪ આના

સુરત જિલ્લાનો ભુગોળ શિક્ષક ત્રણ આના.

સુરત જિલ્લાનો નકશો પાંચ આના.

કર્તા.—છગનલાલ મોતીરામ શાહ શાહપોર-સુરત